૫૩૩૨

# મનુષ્યોની ભૂલ એજ દુઃખનું મૂળ.

# To err is the Source of misery.

સત્યજ્ઞાન ગ્રન્થાવળી નંબર. ૫.

પ્રકટ કર્તા.

સત્યશોધક મંડળી.

" કદી પણ ભૂલ નહિ કરનારો–એવો સદા સાવચેતી રાખનારો માણસ સ્વપ્નમાં પણ દુઃખ નિહાળતો નથી. ઇશ્વર તેના ઉપર સદા પ્રસન્ન રહે છે. "

લાર્ડ બેકન.

"સર્વ પ્રકારનાં સુખોની અને આયુષ્યની વૃદ્ધિનો આધાર કુદરતી નિયમોનું યથાર્થ રીતે પાલન કરવા ઉપર છે."

મીઠ બ્રાડલો.

મુંબઈ.

"બોમ્બે ન્યૂ પ્રેસ" માં છાપ્યુ.

૧૮૯૩.

મેહેરબાન સ્વદેશપ્રેમી, પરગજુ—
શેઠ ગોવર્ધનદાસ ગોકળદાસ તેજપાળ.
મુ૦ મુંબઈ.

આપ નામદાર દેશોન્નત્તિનાં કારણો અને પ્રજાસુખની વૃદ્ધિનાં સાધનોને સારી રીતે સમજો છો, એટલુંજ નહીં, પણ પ્રજા અને દેશના હિતને અર્થે સદા યત્નવાન રહો છો; કુદરતી નિયમના ઉલ્લંઘનથી દેશબાંધવો કેવાં દુઃખી થાય છે, તે આપ નામદારથી કાંઇ અજાણ્યું નથી; અને એટલા માટે દેશબાંધવોનો પ્રમાદ દૂર કરવા તથા દેશબાંધવોની અજ્ઞાનતા દુર કરવા માટે, રચવામાં આવેલો આ ન્હાનકડો નિબંધ આપ નામદારનેજ સમર્પણ કરી અમારી મંડળી આનંદ પામે છે.

"સત્યશોધક મંડળી"

૫૩૩૨

# મનુષ્યોની ભૂલ એજ દુ:ખનું મૂળ.



આ દુનિયામાં દુ:ખ બે પ્રકારનાં જોવામાં આવેછે. શારીરિક અને માનસિક. શરીરને પીડા થાય તે શારીરિક અને મનને પીડા થાય તે માનસિક. ઘણીવાર શારીરિક પીડામાંથી માનસિક અને માનસિક પીડામાંથી શારીરિક પીડાઓ પેદા થાયછે. આ દુ:ખો એટલે શારીરિક અને માનસિક વ્યાધિઓ કયાંથી આવેછે, તેને માટે લોકોમાં વિચિત્ર પ્રકારની વાતો ચાલે છે. કેટલાક લોકો કહેછે કે, એ દુ:ખો એની મેળે આવેછે. અને અવધિ પૂર્ણ થયે અનાયાસે જાય છે; કેટલાક કહે છે કે મરવું, જીવવું અથવા સુખ દુ:ખનું આવવું એ ઈશ્વરના હાથમાં છે, મતલબ કે ઈશ્વર તેને માટે જબાબદાર છે. કેટલાક નશીબને, કેટલાક પૂર્વજન્મને અને કેટલાક આ ભવનાં કૃત્યોને દોષ દેછે. આવી વિચિત્ર પ્રકારની વાતો અને મત મતાંતરો ચાલે છે, તેમાંથી સત્ય વાત શું છે, તેનો શોધ કરવો એ વિદ્વાનોનું કર્તવ્ય છે.

માણસોનાં દુ:ખો એની મેળે આવેછે, અને એની મેળે જાય છે, એ વિચાર કેવળ વિલક્ષણ અને અંધાધુંધી ભરેલો છે. તેમાં કશું વજનદાર કારણ નથી. સૃષ્ટિમાં કારણ વિના કાંઇ બનાવ બનતોજ નથી. આપણાં દુ:ખોનો દોષ ઇશ્વરને દેવો એના જેવું પાપનું અને કૃતઘ્નતાનું કૃત્ય બીજું એક પણ નથી. ઇશ્વર દયાળુ છે, ન્યાયી છે, તેણે આ સૃષ્ટિ પ્રાણી માત્રનાં સુખને માટે રચી છે, દુ:ખ દેવા માટે નહિજ. તેના સર્વ નિયમો સુખરૂપ છે, અને જો એ નિયમોને અનુસરીને ચાલીએ તો સંસારમાં દુ:ખ સ્વપ્ને પણ દેખીએ નહિ. નશીબ, પૂર્વજન્મ અને

આ જન્મનાં કૃત્યો પ્રમાણે સુખ દુઃખ પ્રાપ્ત થાય છે, એ વિચારમાં **નશીબ** શબ્દ તો નકામો બોલાય છે; કેમકે નશીબ એવી કોઇ વસ્તુ હશે, તો તે સ્વતંત્ર નથી પણ પરતંત્ર છે. તે આપણાં સારાં નરસાં કૃત્યોને આધીન છે. પૂર્વજન્મ અને આ જન્મનાં કૃત્યો પ્રમાણે સુખ દુઃખ આવે છે, એ વિચારમાં કાંઇ સમજણ હોય એમ જણાય છે, પણ એમ બોલતાં છતાં પણ લોકો પોતાની શારીરિક અને માનસિક વ્યાધિઓને માટે પોતાનો ખરો દોષ કે ભૂલ કબૂલ કરવાને બદલે એવું બોલતા જણાય છે કે,– "પૂર્વજન્મમાં કે આ જન્મમાં જાણે અજાણે કરેલાં પાપોનું આ ફળ મળ્યું હશે." આમ બોલીને તેઓ પોતાના મનનું સમાધાન કરી નાખતા જણાય છે; પરંતુ દુઃખ એ શું વસ્તુ છે, શાથી પ્રાપ્ત થાય છે, તથા મૃત્યુ જેવી ત્રાસદાયક શિક્ષા એ કોના અને કયા પાપની કે ભૂલની શિક્ષા છે, તે વાત ઘણાજ થોડા લોકો સમજતા હોય એમ જણાય છે.

ઇશ્વર, સ્વભાવ, નશીબ, પૂર્વજન્મ એવી કોઇ પણ વસ્તુ આપણાં દુઃખોને વાસ્તે જબાબદાર હસ્તી નથી, ત્યારે આપણાં દુઃખોનો કર્તા કોણ ? હું કહું છું કે આપણાં શારીરિક અને માનસિક વ્યાધિમાંથી ઉત્પન્ન થતાં દુઃખોના કર્તા આપણે પોતેજ છીએ. આપણી પોતાનીજ ભૂલથી–ઇશ્વરના કાયદાને આપણે નહિ સમજવાથી અથવા સમજતાં છતાં તેને યથાસ્થિત નહિ પાળવાથી આપણે દુઃખ ભોગવીએ છીએ. આ સિદ્ધાંત સિદ્ધ કરવાને માટે મેં કરેલો આ પ્રયાસ મારા મનસ્વી વિચારોમાંથી જન્મ પામેલો નથી; પણ કુદરતી કાયદાને અનુસરીનેજ આ સત્ય સિદ્ધાન્તનું પ્રતિપાદન કરવામાં આવશે, એવી આદિથી અંત સુધી લક્ષ પૂર્વક આ નિબંધ વાંચી જનારને ખાત્રી થયા વિના રહેશે નહિ.

પરમેશ્વરના પ્રતિષ્ઠિત નિયમોનો ઉપદેશ એજ સદ્વિદ્યાનો

ઉપદેશ છે. આ ઉપદેશના અભાવે સૃષ્ટિના નિયમોનું અજ્ઞાન અને અજ્ઞાનને લીધે વિરુદ્ધાચરણ એ ભુલ અને ભુલ એજ દુઃખનું કારણ છે. ઇશ્વરના નિયમોને યથાર્થ રીતે સમજવા અને તેમનું પાલન કરવું એ જોકે ઘણુ મુસ્કેલ કામ છે અને પ્રમાણમાં ઘણા થોડા લોકો એ કુદરતના ધારાઓને સમજી સમજાવી શકે છે. તથાપિ અત્યાર સુધી જે કાંઇ જાણવામાં આવ્યું છે, તેનો વિદ્વાન વર્ગદ્વારા લોકોને ઉપદેશ મળતો હોય તો એ ઇશ્વરી નિયમોના ઉલ્લંઘનથી પ્રજાના મોટા અજ્ઞાન ભાગને જે વિપત્તિઓ વેઠવી પડે છે, તે વઠવી પડે નહિ. વિદ્વાન લોકો ઇશ્વરના પ્રાકૃતિક નિયમો યથાર્થ રીતે સમજાવે અને લોકો નિશ્ચયપણે જાણે કે અમુક આચરણ જગતના નિરૂપિત નિયમથી વિરુદ્ધ છે અને તેનું અનુષ્ઠાન દુઃખનેજ આપવા વાળું છે, તો એવા વિરુદ્ધાચરણથી તેઓ તરત દુર રહે. જગતમાં અનેક ધર્મો અને પંથોનું સ્થાપન અને ઉત્થાપન થયા કરે છે તેનું કારણ માત્ર એટલુંજ છે કે તે બધા સૃષ્ટિના નિયમોને અનુસરી રચાયલાં નથી. જો ઇશ્વરી નિયમોને સંપુર્ણ રીતે અનુસરી રચાયા હોયતો પછી તેમનો લય થવાનો લેશપણ સંભવ નથી. એજ નિયમ શરીર અને મનને લાગુ પડે છે. જે વાત સ્વભાવ-સિદ્ધ છે, તે કદી મિથ્યા થાયજ નહી. ઇશ્વરે સૃષ્ટીની રચના કરી જે ધોરણ બાંધ્યું છે, તે ધોરણમાં કદી પણ ફેરફાર થવાનો નથી; તેમ છતાં કદી કોઇ સ્વાર્થપરાયણ થઇ પોતાના મનના માન્યા નિયમો ચલાવવાની ચતુરાઇ કરે તો અંતે ઇશ્વરના અવિછિન્ન સન્માર્ગદર્શક ન્યાયપથ આગળ તેનો પ્રયત્ન પડિ ભાગ્યા વિના રહતા નથી. એટલા માટે સૃષ્ટિના એટલે પ્રાણી અને વસ્તુના સ્વભાવ તથા ગુણ ઉપરથી સમજાતા ઇશ્વરી સંકેતને ઓળખીને તેના નિયમોનું નિરીક્ષણ, નિરૂ-

પાગ, શિક્ષણ, અને પાલન કરવામાં આવેતો મનુષ્યો શારીરિક અને માનસિક દુઃખોથી મુક્ત થાય, એ નિઃસંદેહ વારતા છે.

ઘણીવાર આપણે આપણાપર આવી પડતી આફતોનો આરોપ ઇશ્વરેચ્છા ઉપર મુકતા જણાઇએ છીએ, અથવા દૈવને દોષવાળા ઠરાવીએ છીએ, તથા ઇશ્વરની એવી ઇચ્છા હશે એમ માની પોતાની પીડાના પ્રતિકારને વગર જરૂરનો માની બેસી રહીએ છીએ, તથા ઇશ્વર બચાવે તો બચીએ એમ બોલી પ્રયાસ વિના ન મળી શકે, એવો ઇશ્વરનો પ્રસાદ મેળવવાની ઇચ્છા કરીએ છીએ; પરંતુ એવા વિચારો કરવામાં આપણે ખરેખરી મોટી ભૂલ કરીએ છીએ, તથા ઉલટા ઇશ્વરની અપ્રીતિનું પાત્ર બનીએ છીએ. આપણી પોતાની ભૂલ અથવા અજ્ઞાનથી થયેલ અયોગ્ય આચરણને વાસ્તે પસ્તાવો કરવો અને ઇશ્વરને યાદ કરવો એ તો સારી વાત છે, પરંતુ તેના પ્રતિકાર વિના એટલે કરેલી ભૂલોનો ભોગ આપ્યા વિના અનાયાસે તે ભૂલનું ફળ ન મળે એવો ઈશ્વરનો પ્રસાદ માગવો એ કેવળ મિથ્યા ભ્રમણા છે. આપણી પ્રાર્થના રૂપ રૂશવતનો અંગીકાર કરી, પોતાના પ્રસાદ રૂપ બદલો આપીને ઈશ્વર પોતાના સ્થાપિત નિયમોનું કદી પણ ઉલંઘન કરતો નથી. તેણે આ જગત રૂપી તંત્ર ચલાવવાના નિયમો ઘડ્યા છે, અને તે નિયમો જાણવા સમજવા માટે ઇશ્વરે આપણને બુદ્ધિ તથા સારાસાર સમજવાની શક્તિ આપી છે. તેમ છતાં આપણી અથવા આપણા મનુષ્ય ભાઇઓની ભૂલ થાય તો તેનું ફળ આપણને ભોગવવું પડેજ.

પરમ કૃપાળુ પરમેશ્વરના નિયમો ઉપરથી તો તેની એવીજ ઇચ્છા જણાય છે કે, કોઈ પ્રાણી અથવા વસ્તુ ઉંચેથી પડે, તો પૃથ્વી ઉપરજ આવીને પડે, વાગે, તથા ભાગે, અને યોગ્ય પ્રતિકાર એટલે ઉપાય કરવામાં આવે તોજ પુનઃ ઉપયોગમાં આવી શકે.

આવો એક સૃષ્ટિનો અવિચ્છિન્ન નિયમ છે. એમ છતાં કોઇ એવી ઇચ્છા કરે કે હું પ્રમાદ રાખી પડું તો પણ મને વાગે નહિ, તો એવી અયોગ્ય ઇચ્છા પૂરી કરવી એ ઇશ્વરની પણ સત્તામાં હોય એમ સભવતું નથી. સ્પર્શેંદ્રિયનો સ્વભાવજ એવો છે કે તેને સારૂં માઠું લાગ્યા વિના રહે નહીં. સ્પર્શની લાગણીનો આપણા શરીરપર અભાવ હોત તો સુકોમળ સુંદર પદાર્થો અને પ્રાણથી અધિક પ્યારા પુત્રોના સ્પર્શ સુખથી આપણે બેનશીબ રહેત; એટલે એક આપત્તિને દૂર કરવાની ઇચ્છા કર્યાથી એક સુખની હાની થાય છે, અગ્નિમાં બાળવાનો, પચાવવાનો અને શીતપણાને દુર કરવાનો ગુણછે, તથાપિ અગ્નિથી દાઝેલો માણુસ એવી ઇચ્છા કરે કે, ઇશ્વરે અગ્નિમાં આવો દોષ ન મૂક્યો હોત તો મારે આ દાઝયાના દુ:ખને આધીન થવું ન પડત. આવી ઇચ્છા કરનાર માણુસે તેજ વખત બીજો પણ વિચાર કરવો જોઇએ કે જો અગ્નિમાં ઉષ્ણુતાનો કલ્યાણકારી ગુણ ન મૂક્યો હોત તો અપકવ અન્નાદિકને પકવ કરવાના તથા ટાઢને ટાળવાના એક ઉત્તમ સાધનને અભાવે તે મોટી વિટંબનામાં આવી પડત; આથી સ્પષ્ટ સમજાય છે કે, વસ્તુઓના સ્વભાવમાં આપણે જે દોષારોપણ કરીએ છીએ તે વાસ્તવ જોતાં દોષજ નથી. અગ્નિમાં બાળવાનો સ્વભાવ છે, અને તેથી તેના વડે ઉત્પન્ન થતી આપત્તિઓમાંથી બચવા માટે ઇશ્વરે તો ઉપાય કરીજ રાખ્યો છે, તે એકે સ્પર્શેંદ્રિયની ઉમદા બક્ષિસથી આપણે ઉષ્ણુતાના ઓછા વધતા પ્રભાવને જાણી તેનાથી દુર અથવા પાસે રહી શકીએ છીએ. ઇશ્વરે શરીર રૂપી ગૃહમાં કોઇ વાતની ન્યુનતા રાખી નથી. ન સહન થઇ શકે એટલી ઉષ્ણુતાના દુરના સ્પર્શ માત્રથી સ્પર્શેંદ્રિય પોતાના જ્ઞાનતંતુ રૂપી અનુચરોને એકદમ દોડાવી મગજમાં રહેલી જ્ઞાનેદ્રિયને ખબર કરેછે, અને જ્ઞાનેદ્રિયની ઇચ્છા થતાંજ હાથ પગ

રૂપી ઍંકરેગીરો અગ્નિ નિવારણના ઉપચારમાં તત્પર થાયછે. આટલાં સાધનો આપ્યાં છતાં આપણે પ્રમાદી રહીએ તો તે પ્રમાદનું દુઃખરૂપી ફળ આપણે સહન કરવુંજ જોઈએ; આટલું છતાં વળી પરમ દયાળુ જગદીશ્વરની આપણા ઉપર કેટલી બધી દયા છે, તે જુઓ ? આપણી માનસિક અને શારીરિક વેદના એ માત્ર આપણા પ્રમાદ અજ્ઞાન કે ભૂલનું ફળ છે, એવું ભાન કરાવ્યા પછી તેના પ્રતિકારનાં સાધનોનો સંકેત પણ તેણે આપણે વાસ્તેજ કરી મૂક્યો છે, તથાપિ કેટલાંક મૂઢ મનુષ્યો એક ભૂલ ઉપર બીજી ભૂલ કરે છે. ઈશ્વરના સ્થાપેલા નિયમનું ઉલ્લંઘન કર્યું અને તેથી થયેલ ક્લેશની શાંતિ માટે પ્રતિકાર બતાવ્યા છતાં નહિ કર્યો; એમ ભૂલ ઉપર ભૂલ થવાથી મોટી હાની નજરોનજર નિહાળતાં છતાં માણસો વારંવાર ભૂલો કરે છે.

કોઈ એવી પણ શંકા કરશેકે,—“ ઈશ્વરે દુઃખ શા માટે કર્યું હશે! આ સૃષ્ટિને સુખમયજ કરી હોત તો જગતના જીવોને જુદા જુદા પ્રકારની જે પીડાઓ વેઠવી પડેછે તે વેઠવી પડત નહિ. ” ઠીક. સૃષ્ટિના કાર્ય-કારણ રૂપ નિયમોનું બંધારણ તપાસતાં આ શંકાનું સહજ સમાધાન થાય છે. જે કારણનું જે કાર્ય, તે અવશ્ય થવાનુંજ; સુખની સાથે જો દુઃખ ન મૂક્યું હોત તો દુનિયા દિવસે દિવસે પ્રમાદી બનત, શરીરનું ભાન ભૂલત, સારા નરસાનો વિચાર કરવાની કશી જરૂર રહેત નહિ, અને એમ થવાથી ઘણો ઘોટાળો થઈ વ્યવહાર માત્ર અટકી પડી સૃષ્ટિ રચનાનો હેતુ ઉંધો વળત. જે કાંઈ દુઃખ મૂક્યું છે તે વિચાર કરતાં સુખનુંજ કારણ છે. ઉનાળાના સખ્ત તાપથી તપેલા માણસે સૂર્યનાં કિરણમાં અગ્નિનો અભાવ ઈચ્છવો અથવા તે અગ્નિ તેના શરીરને બાધ કરતા ન થાય એવી ઈચ્છા કરવી, એ તો માત્ર સ્વાર્થપરાયણ મનુષ્યોના મૂર્ખાઈ ભરેલા કુતર્કો છે. સૂર્યનાં કિરણોમાં ઉષ્ણતા ન મૂકી હોત તો જગતના પ્રાણી માત્રનું પોષણ ક

રવા વાળી વિચવિત્ર વનસ્પતિ ઉત્પન્ન થઇ શકત નહિ. જો સૂર્યનાં કિરણોમાં ગરમી છે તો તેમાં બીજા પદાર્થોને ઉષ્ણતા આપવાનો પણ સ્વભાવ છે, તે કદી અન્યથા થઇ શકે નહિ. સૂર્યની ઉષ્ણતા તેના સ્વભાવ પ્રમાણે આપણા શરીરને તપાવી બાળે અને તેથી પિત્ત-જન્ય અનેક ઉપદ્રવો—વ્યાધિયો ઉત્પન્ન થાય, છતાં આપણને તેની વેદનાના સ્પર્શ જ્ઞાન રહિત કર્યા હોત તો તે વેદના વધીને એવડું મોડું રૂપ પકડત કે આખું શરીર નષ્ટ થતાં સુધીપણ આપણને તેનું ભાન થાત નહિ. આ પ્રમાણે ઇશ્વરના નાના મોટા કોઇ પણ નિયમનો અભાવ ઇચ્છવાથી મોટો અનર્થ થાય. સુખની સાથે જે મોડું દુ:ખ મૂક્યું છે, તેમાં પરમ કૃપાળુ ઇશ્વરનું અપાર કૌશલ્ય અને ડહાપણ નજરે પડે છે. થોડું દુ:ખ એ સુખનું કારણ છે તે એટલા માટે કે એ દુ:ખની શરીરમાં શરૂવાત થતાં યોગ્ય ઉપાય કરવાની અને દુ:ખનું કારણ જાણ્યા પછી ફરી એવું આચરણ ન કરવાની આપણને કાળજી રહે છે.

ઇશ્વરના આ નિયમોના સંબંધમાં બીજી વાત એ સમજવાની છે કે, એક નિયમના ઉલંઘનનું દુ:ખ બીજા નિયમના પાલનથી દુર થઇ શકેજ નહિ. જોઇએ તે કરતાં વિશેષ જમવાથી અથવા અનિયમિત અહારથી અજીર્ણ થઇ જ્વર વગેરે રોગોની ઉત્પત્તિ થાય ત્યારે તે રોગોની શાંતિ રૂપ ઉપચારો કરવાને બદલે દયાવાન રૂપ ઇશ્વરના બીજા નિયમોનું પાલન કરવાથી તે રોગોની શાંતિ કદી પણ થાય નહિ, જે નિયમના ભંગથી દુ:ખ તેજ નિયમના પ્રતિપાલનથી પુન: સુખ પ્રાપ્ત થઇ શકે. એથી ઉલટું ધર્મશીલ છતાં માણસ અહિત આહાર વિહાર કરે તો શરીરની આરોગ્યતાને ખોઇ બેસે છે. પહેલાને પોતાના પાપાચરણ રૂપ નિયમ ભંગનું અને બીજાને ધર્માચરણ રૂપ નિયમના પાલનનું અનુક્રમે માઠું અને સારૂં ફળ મળવું જોઇએ,

તે તો મળેજ; પરંતુ તેથી પહેલાને આહાર વિહારના પાલનનું સુખ રૂપ ફળ અને બીજાને ઉલ્લંઘનનું દુ:ખ રૂપ ફળ ન મળે, એમ કદી પણ બનતું નથી. આ પ્રમાણે સુખ અને દુ:ખ ઇશ્વરના નિયમોના પાલન અને ઉલ્લંઘનને આધીન છે. ઇશ્વરના નિયમો સર્વ મનુષ્યો અને અન્ય જીવોને નિયમિત રીતે લાગુ પડે છે. ઇશ્વર કોઈ પણ પ્રાણી તરફ નિયમ વિરૂદ્ધ ચાલીને તેના એક પણ નિયમમાં ન્યુનાધિક પણું કરતો નથી. અમુક જીવપર તેની વિશેષ કૃપા અને અમુક જીવ ઉપર અવકૃપા અથવા ઓછી કૃપા હોય એમ કદી પણ બનતું નથી. ઇશ્વર કોઇના પર પક્ષપાત કે અન્યાય કરતો નથી. આપણે સઘળા એ પરમ પિતા પરમેશ્વરનાં સંતાન છીએ અને સર્વના ઉપર તેનો એક સરખો સ્નેહ છે. સર્વને એક સરખા નિયમથી ચલાવે છે. માટે આવી પડતાં દુ:ખોને ઇશ્વરની અવકૃપા નહિ સમજતાં પોતાનીજ ભૂલનું ફળ છે, એમ સમજીને માણસોએ એવાં દુ:ખોનાં કારણો શોધી અલગ કરવાં જોઇએ.

ગંદકી થવાથી આસપાસની હવા બગડે એ કુદરતી નિયમ છે હવાના બિગાડથી તે હવામાં અને આસપાસમાં વસનારા લોકોમાં દરદોની ઉત્પત્તિ થાય એ બીજો પણ સૃષ્ટિનોજ નિયમ છે. આ ઠેકાણે એક માણસે કરેલી ગંદકીથી એક માણસની ભૂલનું વ્યાધિ રૂપ ફળ તેના પડોશીને મળે એ દેખીતો આપણને અન્યાય લાગે છે; પણ જેમ પાડોશીના સત્કૃત્યના સુખમાં આપણે ભાગ લઇએ છીએ, તેવીજ રીતે તેની ભૂલથી ઉપજતા દુ:ખમાં પણ ભાગ લેવો જોઇએ. આ સામાજિક નિયમ છે, અને તે પણ પાળ્યા વિના પણ છુટકો નથી. પડોશી પ્રમાદથી અથવા અજ્ઞાનતાથી ગલી ઉત્પન્ન કરતો હોય તો તેને સાવચેત કરવો, અથવા સમજુત આપી એવાં અયોગ્ય કામથી અટકાવવો એ તે સ્થળના અધિકારી વર્ગ અથવા વતનીઓ

કે પડોશીઓનો ધર્મ છે; તે ધર્મ તેઓ તુરત ન બજાવે તો ગંદકી કરવાનાં અજાણ કે એ દરકારીથી ગંદકી કરનારને તેમજ તેને અટકાવવાનો કે સમજુત આપવાનો ધર્મ નહિ બજાવનાર પડોશીઓને તથા વતનીઓને બધાને તે ગંદકીમાંથી નિપજતાં દુઃખો સહન કરવાં પડેછે. એમ દરેક દૃષ્ટાંતમાં માણસો પોતાની અને પોતાના પડોશીઓની ભૂલનુંજ દુઃખ ભોગવે છે, એમાં જરા પણ શંકા કરવા જેવું નથી.

શારીરિક પદાર્થોનું તેમના સ્વભાવ પ્રમાણે રૂપાન્તર થયા કરે છે, એટલે ઉત્પત્તિ, વૃદ્ધિ, હ્રાસ અને નાશ થયાજ કરે છે. આ પ્રમાણે રૂપાન્તર થવાનો ઇશ્વરે તો એક સરખોજ નિયમ ઘડી રાખ્યો છે, તથાપિ તે નિયમના પાલનમાં જેટલી ન્યુનતા થાય તેટલી તે વસ્તુની કે પ્રાણીની હયાતીની હદ ઓછી થાયછે, અને એથીજ એકજ જાતની વસ્તુઓ અને પ્રાણીઓની સ્થિતિ, વૃદ્ધિ, અને નાશનો એક સરખો નિયમ જોવામાં આવતો નથી. અમુક પ્રાણી કે વસ્તુને વાસ્તે ઇશ્વરે કે વિધાતાએ આટલી અમુક લાંબી ટુંકી મુદત નિર્માણ કરી મુકી છે, એવો કાંઇ પણ નિયમ હોય એમ સંભવતું નથી. જીવો અને વસ્તુઓની વૃદ્ધિ, હ્રાસ અને નાશની અવધિનો આધાર તેમની સંભાળ ઉપરજ રહેલો છે.

આટલું લખીને હું એમ કહેવા માગું છું કે સૃષ્ટિના નિયમો તો સર્વ સુખ રૂપજ છે, તેમ છતાં સર્વત્ર દુઃખ, ભય તથા શારીરિક અને માનસિક વ્યાધિઓ વધી પડેલ છે, તે માણસોની વધતી જતી ભૂલનુંજ પરિણામ છે. જેમ કુદરતની પ્રવૃત્તિ સુખને અર્થે છે તેમ માણસોની પ્રવૃત્તિનો હેતુ પણ સુખની પ્રાપ્તિ સિવાય બીજો કશો હોય એમ લાગતું નથી. આમ સર્વત્ર સુખને અર્થે પ્રવૃત્તિ થયા કરે

છે, તેમ છતાં સંસારમાં ઠામઠામ દુઃખો વધી પડ્યાં છે, તેનું કારણ પણ ભૂલ સિવાય કશું જોવામાં આવતું નથી.

આ અમુક પ્રકારની પ્રવૃત્તિથી કે પ્રયત્નથી મને અમુક પ્રકારનું સુખ મળશે એમ માનીને મનુષ્યો પ્રવૃત્તિનો પ્રારંભ કરે છે, છતાં તેમને બહુવાર ધારેલું સુખ સાંપડતું નથી, એટલુંજ નહિ; પણ કેટલીક વાર ઉલટું દુઃખ પ્રાપ્ત થાય છે. અહિં તપાસ કરતાં એમ માલમ પડશે કે જે કાર્યને તે સુખ સંપાદક માને છે તે કાર્ય સુખને આપવા વાળું નથી, પરંતુ દુઃખદાયક હોવું જોઇએ. મનુષ્યને ઇશ્વરે સારાસાર સમજવાની વિવેકબુદ્ધિ અને વિચારશક્તિ આપી છે, તેમ છતાં જ્યારે તે પોતાના અજ્ઞાનથી કરીને તે બુદ્ધિ અને શક્તિનો યથાર્થ ઉપયોગ કરી શકતો નથી, ત્યારે તે પોતાના વિચારમાં ઠગાય છે અને ઠગાય છે, ત્યારે પોતે કરેલી ભૂલનું તેને ફળ મળ્યા વિના રહેતું નથી. બહુવાર એમ બને છે કે જે કૃત્યને તે સુખરૂપ માને છે, તે કૃત્ય પરિણામે દુઃખરૂપ નિવડે છે. દાઝેલા માણસનું દુઃખ ઓછું કરવા અને તેને સુખ આપવા તેના શરીર ઉપર ઠંડું પાણી રેડીએ છીએ; પણ તે ઠંડું પાણી પરિણામે તેને અહિત થઇ વિશેષ દુઃખનું કારણ થઇ પડે છે. પાણી રેડવા રૂપ પ્રવૃત્તિ તો સુખ સારૂ કરી; પણ એ વિષયના અજ્ઞાનને લીધે અને પરિણામને નહી સમજવાને લીધે તે પ્રવૃત્તિ દુઃખદાયક નિવડી; એમ દરેક દ્દષ્ટાંતમાં પ્રવૃત્તિ તો સુખ સારૂજ કરવામાં આવે છે, તેમ છતાં દુઃખ થાય ત્યારે સમજવું કે એ પ્રવૃત્તિમાંજ ભૂલ થયેલી છે. ઘણાં કૃત્યો ક્ષણિક સુખ આપવાવાળાં છતાં પરિણામે મોટાં દુઃખનું કારણ થઇ પડે છે, તે વાત અજ્ઞાન જીવો સમજી શકતા નથી; તેમ છતાં તેઓ બોલે છે કે,—“ શું કરીએ ભાઇ ! કર્યું તો સારા સારૂ; પણ દુઃખ પેદા થયું ત્યારે ઇશ્વરને એમજ ગમ્યું હશે ! ” આમ બોલીને છુટી પડવાનો પ્રયત્ન કરનારાઓ

પોતાની ભૂલ નહી સમજતાં ઇશ્વરને, નશીબને, કે દૈવને દોષ દેવા નિકળે છે.

જેમ શારીરિક દુઃખો માણસોની ભૂલોમાંથી જન્મ પામે છે, તેમ વ્યવહારિક વિટમ્બનાઓ પણ માણસોના ભૂલ ભરેલા વિચારો અને કૃત્યોમાંથી ઉદ્ભવ પામે છે. વ્યવહારિક અને સાંસારિક કાર્યોમાં માણસો એવડી મોટી ભૂલો કરે છે કે તે ભૂલો તેમને શારીરિક દુઃખ કરતાં પણ વધારે પીડાકારક નીવડે છે; એમ છતાં પણ જે કાર્યોનું તેમને વ્યસન પડયું હોય છે, જે કાર્યોના તેમને સંસ્કાર પડી ગયેલા હોય છે તે કાર્યો, દુઃખ રૂપ છતાં સુખરૂપ માનીને તેઓ કર્યા વિના રહેતા નથી. પણ તાજુબીની વાત તો એ છે કે એવાં અયોગ્ય આચરણોથી નીપજતાં દુઃખોનું તેઓ વિલક્ષણ રીતે સમાધાન કરી મન વાળે છે. બાળ લગ્ન, કન્નેડાં, વરકન્યાનો વિક્રય, કુળનું મિથ્યા અભિમાન, અને કરજ કરીને પણ કારજ કરવાનો કુચાલ—એ સર્વ રૂઢીઓનું તેઓ આનંદ પૂર્વક આચરણ કરે છે; પણ દુઃખ પ્રાપ્ત થાય છે. અને એવાં દુષ્ટાચરણોમાંથી દુઃખ પ્રાપ્ત થવુંજ જોઇએ. ત્યારે તેઓ રડી કૂટી, પરમેશ્વરને, અથવા નસીબને દોષવાન ઠરાવીને તે દુઃખ સહન કરી લે છે. જ્યારે પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ થઇ શકે એવા વ્યવહારિક વિષયોમાં આપણા લોકો મોટી ભૂલો કરે છે ત્યારે શારીરિક વિષયનું આપણને બહુ થોડું જ્ઞાન હોવાથી જાણે અજાણે અનેક ભૂલો કરીને આપણે હાથે કરીનેજ આપણા સુખનો ભોગ આપીએ છીએ.

આ પ્રમાણે આપણાં દુઃખો ભૂલોમાંથી પેદા થાય છે અને ભૂલો અજ્ઞાનપણાને લીધે થાય છે. અજ્ઞાન એક પ્રકારનું નથી. આહાર એટલે ખાન પાનનું અજ્ઞાન; વિહાર એટલે સ્ત્રી સેવનાદિ વિષયોનું અજ્ઞાન; ઋતુઓ, હવા, પાણી, અને વનસ્પતિ શાસ્ત્રનું અજ્ઞાન; પોતાનાજ શરીરનું અને પોતાની પ્રકૃતિનું અજ્ઞાન; એમ ઘણા પ્રકારના અજ્ઞાન

માંથી હરતાં ફરતાં ચાલતાં, ખાતાં પીતાં અને રમતાં જમતાં ભૂલો થઇ જાય છે. એ બધા વિષયોના અજ્ઞાનથી શરીરને હાની પહોંચે છે; અને શરીરને હાની પહોંચતાં માનસિક બળ ઓછું થાય છે: માનસિક બળ ઓછું થતાં કાર્યાકાર્યનો અને પરિણામનો યથાર્થ વિચાર કરી શકાતો નથી; વિચારશક્તિ ઓછી થઇ એટલે વ્યવહારિક કાર્યોમાં ભૂલ થવા લાગી; આમ સર્વત્ર ભૂલો થવા લાગી. જ્યાં મનની નિર્બળતા ત્યાં ભૂલનો સંભવ; ભૂલનું પરિણામ દુઃખ, પરસ્પર વૈરભાવ અને ક્લેશ થાય છે. એ પણ ભૂલનોજ પ્રતાપ છે! બીજી બધી અજ્ઞાનતા કરતા વૈદ્ય વિદ્યા અથવા શરીર સંરક્ષણ સંબંધી લોકોની અજ્ઞાનતા મોટા અનર્થનું કારણ થઇ પડે છે. ભૂગોળ અથવા ઇતિહાસની બાબતમાં આપણું અજ્ઞાન આપણને એકલાનેજ જેટલું નુકશાન કરશે, તેના કરતાં આરોગ્યતાના નિયમોનું આપણું અજ્ઞાન આપણને એકલાનેજ નહિ પણ બીજા ઘણાં માણસોને ઘણું વિશેષ નુકશાન કરશે. આ દેશની પડતીનાં ઘણાં કારણો કલ્પાય છે, તે બધાંમાં શરીરની ઉપેક્ષાનું મુખ્ય કારણ હું માનું છું. કેટલાક કહે છે કે, બાળલગ્નથી આપણે નબળા થયા, કેટલાક કહે છે કે, ધર્મનાં પાખંડોથી આપણી પડતી થઇ અને કેટલાક બીજાં કારણો આપેછે. એ બધાં કારણો ખોટાં નથી; પણ હવે ધીમે ધીમે એ બધાં કારણો દુર થવા લાગ્યાં છે. બાળલગ્નની અને ધર્મ પાખંડોની પીડા હવે અજ્ઞાન વર્ગમાં વિશેષ કરીને રહી છે; પરંતુ શરીર સંરક્ષણ સંબંધી અજ્ઞાનપણું દુર થવાને બદલે ઘેર ઘેર વધતુ ચાલ્યું છે. શું રાજાકે શું રંક, વિદ્વાન કે અવિદ્વાન સૌ આ વિષયમાં એક સરખી રીતે ભૂલ કરતા ચાલ્યા છે. બીજા સુધારાની સાથે નાજુકાઇ વધી છે. નાજુકાઇમાં ખોરાક પણ નાજુક! ત્યારે કૌવત નાજુક હોય તેમાં નવાઇ પણ શું? સાદા ખોરાકને બદલે તીખા તમતમા, અને ઘમઘમાટવાળા પદાર્થો ઉપર